ફઝીલતો:

(૧) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ બજારમાં દાખલ થતી વખતે આ (ઉપર દર્શાવેલી) દુઆ પઢી લેશે, તો અલ્લાહ તઆલા એના હિસાબ (નામ–એ–આ'માલ)માં દસ લાખ નેકીઓ લખી આપશે, એની દસ લાખ ખતાઓ યા ગુનાહોને માફ ફરમાવી દેશે અને એના દસ લાખ દરજાત બુલંદ ફરમાવશે. ('તિરમિઝી શરીફ')

(૨) એક હદીષ અનુસાર ઉપરોક્ત દુઆ પઢનાર માટે (ઉપરોક્ત ફઝાઈલ ઉપરાંત) જન્નતમાં એક મહેલ પણ બનાવી દેવાશે.

('મુસ્તદરકે હાકિમ, 'નવવી' કૃત ''અલ અઝકાર,'' પૃ : ૨૪૨, હદીસ નં : ૮૫૫)

## જહન્નમની આગથી છુટકારો

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ اَللّٰهُ اَكْبَرُ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ
وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ لَهُ
الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ
وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

ફઝીલત :

જે માણસ બીમારીની હાલતમાં ઉપર ટાંકેલી દુઆ પઢશે અને વફાત પામશે, તો એને દોઝખની આગ લાગશે નહિ.

('તિરમિઝી શરીફ', 'નસાઈ', 'ઈબ્ને માજહ')



(૩૨)

## કલિમ–એ– રદ્દિ કુફ્ર

[પાંચમો કલિમહ કુફ્રને રદ કરવાનો]

اَللّٰهُمَّ اِنِّیْٓ اَعُوْذُبِكَ مِنْ اَنْ اُشْرِكَ بِكَ شَيْئًا وَّاَنَا
اَعْلَمُ بِهٖ وَاَسْتَغْفِرُكَ لِمَا لَا اَعْلَمُ بِهٖ تُبْتُ عَنْهُ وَ
تَبَرَّأْتُ مِنَ الْكُفْرِ وَالشِّرْكِ وَالْمَعَاصِىْ كُلِّهَا اَسْلَمْتُ
وَاٰمَنْتُ وَاَقُوْلُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ط

અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિ-ક મિન અન ઉશ્રિ-ક બિ-ક શયઅંવ્ વ અ-ન અઅ્લમુ બિહી, વ અસ્તગ્ફિરુ-ક લિમા લા અઅ્લમુ બિહી, તુબ્તુ અન્હૂ વ તબર્રઅ્તુ મિનલ કુફ્રિ વશિર્કિ વલ મઆસી કુલ્લિહા અસ્લમ્તુ વ આમન્તુ વ અકૂલુ લા ઈલા-હ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.

(અર્થ: હે અલ્લાહ ! હું તારી પનાહ માંગું છું જાણીબૂઝીને કોઈ ચીજને તારી સાથે શરીક બનાવવાથી અને અજાણપણે (શિર્ક યા કોઈ ગુનાહ) થઈ જાય તો તેનાથી હું તારી માફી માંગું છું (અને) એનાથી તવબા કરું છું અને હું બેઝાર થાઉં છું કુફ્ર, શિર્ક અને બધા જ ગુનાહોથી, હું તારો તાબેદાર બની ગયો અને હું ઈમાન લાવ્યો અને હું સાચા દિલથી ઈકરાર કરું છું કે અલ્લાહ તઆલાના સિવાય કોઈ બંદગીને લાયક નથી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાના રસૂલ છે.)

* શિર્ક ઘણું જ ગુપ્ત હોય છે, કારણ કે તે અંધારી રાતમાં કાળા પથ્થર પર કાળી કીડીની રફતારથી પણ વધુ બારીક છે, અર્થાત્ જેવી રીતે અંધારી રાતમાં કાળા પથ્થર પર કાળી કીડી ચાલતી હોય તો તે

દેખાતી નથી, એનાથી પણ વધુ ગુપ્ત રીતે શિર્ક દિલમાં દાખલ થઈ જાય છે અને એનાથી ઘણાં ઓછા લોકો બચી શકે છે. શક્તિશાળી લોકો એટલે કે ઉમ્મતના ખાસ લોકો પણ બચી શકતા નથી, તો કમઝોર ઈમાન ધરાવનારા લોકોના તો શું હાલ હશે ?

(મિરકાત : ૧૦/૭૦)

ફઝીલત :

(૧) મજકૂર કલિમહને મા'મૂલ બનાવનારાઓ માટે શિર્કથી નજાતની ઝમાનત છે અને ઈખ્લાસની દૌલતથી માલામાલ થવાની બશારત છે.

(૩૩)

## ફઝીલતવંતા કલિમાત

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

સુબ્હાનલ્લાહિ વ બિ-હમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ

('બુખારી', 'મુસ્લિમ શરીફ')

ફઝીલતો :

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, બે કલિમહ જીભે (પઢવામાં) તો ઘણાં સહેલા છે, પરંતુ ત્રાજવામાં ઘણાં ભારે અને રહમાનને સૌથી વધુ વહાલા છે, એ બે કલિમહ ઉપર મુજબ છે.

(૨) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

સુબ્હાનલ્લાહિ વ બિ-હમ્દિહી પઢનાર વ્યક્તિ માટે એક ઝાડ જન્નતમાં રોપવામાં આવે છે. ('બઝ્ઝાર')



## જન્નતમાં સોનાનાં મૂળિયાંવાળા એક હજાર (૧૦૦૦) ઝાડ રોપવામાં આવશે

ફઝીલતઃ

જે માણસ (એકવાર)–

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ

સુબ્હાનલ્લાહિ વ બિ–હમ્દિહી

- પઢે છે, તો તેના માટે જન્નતમાં એક હજાર ઝાડ રોપી દેવામાં આવે છે. આ વૃક્ષોનાં મૂળિયાં સોનાનાં હશે અને ડાળાં–પાંખડાં મોતીઓથી જડાયેલાં હશે તથા એમનાં ફળ અતિ ગોળમટોળ હશે (એટલે કે બહુ જ મનમોહક અને સૌંદર્યવાન હશે,) જે માખણથી વધુ નરમ–મુલાયમ હશે અને મધથી વધુ મીઠાં હશે. જ્યારે જ્યારે પણ એ વૃક્ષો ઉપરથી કોઈ ફળ તોડવામાં આવશે, તો એની જગ્યાએ (આપોઆપ) બીજું ફળ ઊગી કે ફૂટી નીકળશે, જેવું કે આથી પહેલાં હતું.

('હાકિમ, 'દયલમી' અન્ અનસ...સંદર્ભ : 'કન્ઝુલ ઉમ્માલ' : ભાગ-૧, પેજ : ૨૪૦, હદીષ ક્રમાંક : ૨૦૫૪)

## જનનતમાં એક "ગુંબદ" (મિનારો) તૈયાર થાય છે

ફઝીલત :

એક હદીષમાં આવ્યું છે કે જે માણસ -

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ

સુબ્હાનલ્લાહિ વ બિ–હમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ

- સાત (૭) વખત પઢશે, તો તે માણસ માટે જન્નતમાં એક ગુંબદ (મિનારો) તા'મીર (તૈયાર) થઈ જાય છે.

[ "અલ્ વાબિલુસ્સય્યિબ", 'ફઝાઈલે ઝિક્ર', 'ફઝાઈલે આ'માલ' ]

## એક હજાર (૧૦૦૦) નૂર રોશન થશે

ફઝીલત :

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે જે માણસ ઈદના દિવસે ત્રણ સો (૩૦૦) વખત "સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી" પઢશે અને એનો સવાબ મુસલમાન મૃતકો (મુડદાંઓ)ની રૂહોને પહોંચાડશે, તો દરેક મુસલમાનની કબરમાં એક હજાર (૧૦૦૦) અનવાર (રોશનીઓ) દાખલ થાય છે અને જ્યારે એ (પઢનાર વ્યક્તિ) વફાત પામશે, તો અલ્લાહ તઆલા એની કબરમાં એક હજાર (૧૦૦૦) અનવાર દાખલ ફરમાવશે.

(ઈમામ ગઝાલી રહ. કૃત "મુકાશફતુલ કુલૂબ" : ૬૫૦)

## મોહર લાગેલી હશે

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

ફઝીલત :

જે વ્યક્તિ આ બે(ઉપરના) કલિમાત "સુબ્હાનલ્લાહિ વ બિ-હમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ"ની સાથે આ(નીચે દર્શાવેલા) કલિમાત પણ ઉમેરી દે કે મિલાવી લે છે, તો એને પઢતાંવેંત એ કલિમાતને લખી લેવામાં આવે છે. પછી એ કલિમાત અર્શમાં જઈને લટકી જાય છે અને એને પઢનારાઓથી ભલે ગમે તે ગુનાહ થઈ જાય, પરંતુ તે ગુનાહ આ કલિમાતને મિટાવી શકતા નથી, અહિંયા સુધી કે એ માણસ અલ્લાહ તઆલાને એવી હાલતમાં મળશે કે એ કલિમાત પર એ જ પ્રમાણે મોહર લાગેલી હશે (તે કલિમાત આ પ્રમાણે છે) :

اَسْتَغْفِرُ اللّٰهَ الْعَظِيْمَ وَاَتُوْبُ اِلَيْهِ ط

(બઝ્ઝાર, મુનાજાતે મકબૂલ—જદીદ)



## ચાળીસ (૪૦) વર્ષની ઈબાદતનો સવાબ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

ફઝીલત :

આ ફરિશ્તાઓની તસ્બીહ (૧ તસ્બીહ = ૧૦૦ વખત) છે (ફત્હુલ બારી શર્હે બુખારી શરીફ : ૧૧/૨૦૭). આ તસ્બીહને મગરિબની નમાઝ બાદ પઢવાથી ચાળીસ (૪૦) વર્ષની ઈબાદતનો સવાબ મળે છે.

("મો'મિનકી ઝિંદગી" : ૫૫. સ્રોત : હઝ. મવ. મુફતી ઈસ્માઈલ વાડીવાલા સા. કૃત "હુઝૂર (સલ.)ની મુહબ્બત" : ૨૪)

(૩૪)

## ફરિશ્તાઓ નેકીઓ લખતા રહેશે

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط بِسْمِ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ ط

ફઝીલત :

જો કોઈ વ્યક્તિ વુઝૂ કરતાં પહેલાં ઉપર દર્શાવેલી આયત પઢશે, તો તે જ્યાં સુધી વુઝૂ સાથે રહેશે ત્યાં સુધી ફરિશ્તા નેકીઓ લખતા રહેશે.

('અબૂ દાવૂદ શરીફ')

(૩૫)

## સવારે દસ (૧૦) વખત પઢવાની છ (૬) મહાન ફઝીલતો

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ، سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ،

اَسْتَغْفِرُ اللّٰهَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط اَلْاَوَّلُ وَالْاٰخِرُ
وَالظَّاهِرُ وَالْبَاطِنُ بِيَدِهِ الْخَيْرُ ط يُحْيِيْ وَيُمِيْتُ
وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

**ફઝીલત :**

હુઝૂર નબીએ કરીમ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઉસ્માન (રદિ.)ને ફરમાવ્યું કે, હે ઉસ્માન ! જે માણસ આ (ઉપરોક્ત) કલિમાતને સવારમાં દસ વાર પઢી લે, તો અલ્લાહ તઆલા તેને છ (૬) ફઝીલતો અતા ફરમાવે છે :

(૧) તે શયતાન અને તેના લાવ–લશ્કરથી બચી જાય છે, (૨) તેને એક કિન્તાર (૧૪૬૯ કિલો અને ૬૬૪ ગ્રામ) અજર મળે છે, (૩) જન્નતમાં તેનો એક દરજ્જો બુલંદ થાય છે, (૪) હૂરે ઈન સાથે તેના નિકાહ કરાવવામાં આવે છે, (૫) બાર (૧૨) ફરિશ્તા તેની મૌતના સમયે આવે છે અને તેને જન્નતની બશારત (ખુશખબરી) સંભળાવશે અને (૬) તેને એવા માણસ સમાન સવાબ અર્પણ કરવામાં આવે છે, જેણે કુર્આન, તવરાત, ઈન્જીલ અને ઝબૂર પઢયાં હોય. તદુપરાંત તેને એક મકબૂલ હજ અને મકબૂલ ઉમરહનો સવાબ મળે છે અને જો તે જ દિવસે તેની વફાત થઈ જાય, તો તેને શહાદતનો દરજ્જો મળે છે.

('તફસીરે ઈબ્ને કષીર' : ૪/૪૩૯, 'બિખરે મોતી' : ૭/૧૪૨)

(૩૬)

## શબે કદ્રના બરાબર સવાબ

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الْحَلِيْمُ الْكَرِيْمُ ط سُبْحَانَ اللّٰهِ
رَبِّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبِّ الْعَرْشِ الْعَظِيْمِ ط



**ફઝીલત :**

કુર્આને કરીમના ફરમાન અનુસાર શબે કદ્રમાં ઈબાદત કરવાનો સવાબ એક હજાર (૧,૦૦૦) મહિનાઓની ઈબાદતથી બેહતર છે. એક હજાર મહિનાઓની ત્રીસ હજાર રાતો થાય છે અને વર્ષોની સંખ્યા ત્યાસી (૮૩) વર્ષ, ચાર માસ થાય છે, જે માત્ર અલ્લાહ તઆલાનું ઈનામ જ ઈનામ છે. વળી, અલ્લાહ તઆલાની રહમતની કોઈ હદ નથી, એ કારણે જો અલ્લાહ તઆલા બીજા કોઈ અમલ ઉપર પણ શબે કદ્ર જેટલો સવાબ આપી દે, તો એના રહમતના ખઝાનામાં કશી જ કમી થવાની નથી. જેમ કે, ઉપર લિખિત કલિમાત ત્રણ વાર પઢવાથી શબે કદ્રના બરાબર સવાબ મળે છે. આપ પણ એને મોઢે કરી લો અને આટલો મહાન સવાબ પ્રાપ્ત કરો.

('કન્ઝુલ ઉમ્માલ' : ૨/૨૨૬)

(૩૭)

## બેહિસાબ સવાબ

يَا رَبِّ لَكَ الْحَمْدُ كَمَا يَنْبَغِيْ لِجَلَالِ
وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ ط

**ફઝીલત :**

ઉપરના કલિમાતને પઢવાથી અલ્લાહ તઆલા બેહિસાબ સવાબ આપે છે. અલ્લાહની મુલાકાત ઉપર અલ્લાહ જ આ કલિમાતનો બદલો આપશે.

('ઇબ્ને માજહ')

(૩૮)

## સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ કિયામત સુધી ઇસ્તિગફાર કરશે

اَلْحَمْدُلِلّٰهِ الَّذِىْ تَوَاضَعَ كُلُّ شَىْءٍ لِعَظَمَتِهٖ
وَالْحَمْدُ لِلّٰهِ الَّذِىْ ذَلَّ كُلُّ شَىْءٍ لِعِزَّتِهٖ
وَالْحَمْدُلِلّٰهِ الَّذِىْ خَضَعَ كُلُّ شَىْءٍ لِمُلْكِهٖ
وَالْحَمْدُلِلّٰهِ الَّذِىْ اِسْتَسْلَمَ كُلُّ شَىْءٍ لِقُدْرَتِهٖ ط

**ફઝીલત :**

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ઉપરના શબ્દો પઢી જે માણસ અલ્લાહ તઆલાથી જે કંઇ દુઆ માંગશે તે મળશે. તે માણસના આ'માલ નામામાં એક હજાર (૧,૦૦૦) નેકીઓ લખી દેવામાં આવશે અને તે માણસ માટે અલ્લાહ તઆલા સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ નક્કી કરશે, જે કિયામત સુધી તે માણસ માટે ઇસ્તિગફાર કરતા રહેશે.

('તબરાની')

(૩૯)

## વીસ લાખ (૨૦,૦૦,૦૦૦) નેકીઓ મળશે

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ اَحَدًا صَمَدًا
لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ط



**ફઝીલત :**

જે માણસ ઉપરોક્ત કલિમહને એક વાર પઢશે, તો તેના આ'માલ નામામાં વીસ લાખ નેકીઓ લખવામાં આવશે.

('ફઝાઇલે આ'માલ')

(૪૦)

## ચાર કરોડ (૪,૦૦,૦૦,૦૦૦) નેકીઓ મળશે

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ اِلٰهًا وَّاحِدًا اَحَدًا
صَمَدًا لَمْ يَتَّخِذْ صَاحِبَةً وَّلَا وَلَدًا وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ط

**ફઝીલત :**

હઝરત તમીમ દારી (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ આ (ઉપર દર્શાવેલા) કલિમાતને દસ (૧૦) વાર પઢશે, તો એના માટે ૪ કરોડ નેકીઓ લખવામાં આવશે.

('મુસ્નદે અહમદ, 'તિરમિઝી' અલ્લામહ સુયૂતી રહ. કૃત 'જામિઉલ અહાદીષ' : ભાગ- ૭, પેજ–૭૦)

(૪૧)

## અલ્લાહ તઆલા સિવાય ગુનાહોને માફ કરનાર કોણ છે ?

એકવાર અમીરુલ મુઅમિનીન હઝરત અલી(રદિ.) કયાંક જઇ રહ્યા હતા. સવારી માટે ઘોડો લાવવામાં આવ્યો. આપે પેંગડામાં પગ મૂકયો ને "بِسْمِ اللّٰهِ" (બિસ્મિલ્લાહ) કહીને ઘોડા પર

સંતોષથી બેસી ગયા. બેઠા પછી કહ્યું : "اَلْحَمْدُ لِلّٰهِ" (અલ્હમ્દુ લિલ્લાહ)– – – – –

سُبْحٰنَ الَّذِيْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ ﴿١٣﴾ وَاِنَّآ اِلٰى رَبِّنَا لَمُنْقَلِبُوْنَ ﴿١٤﴾ (الزخرف ٤٣:١٣-١٤)

(સુબ્હાનલ્લઝી સખ્ખ-ર લના હાઝા વમા કુન્ના લહૂ મુકરિનીન,

વ ઈન્ના ઈલા રબ્બિના લ-મુનકલિબૂન.)

પછી ત્રણ વાર " اَلْحَمْدُ لِلّٰهِ " (અલ્હમ્દુ લિલ્લાહ) અને ત્રણ વાર " اَللّٰهُ اَكْبَر "(અલ્લાહુ અકબર) પઢીને આ કલિમાત પઢયા :

"سُبْحَانَكَ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ قَدْ ظَلَمْتُ نَفْسِيْ فَاغْفِرْ لِيْ"

(સુબ્હાન-ક લા ઈલાહ ઈલ્લા અન્ત, કદ ઝલમ્તુ નફસી ફગ્ફિર લી.)

પછી આપ (રદિ.) એકાએક હસી પડયા. સાથીઓએ આમ હસવાનું કારણ પૂછયું તો આપ (રદિ.)એ જવાબ આપ્યો : "ભાઈઓ ! મેં મારા આકા હુઝૂર મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઉપરોક્ત કલિમાત એ જ ક્રમ પ્રમાણે પઢતા જોયા- સાંભળ્યા છે અને એ કલિમાત પઢયા પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ હસ્યા." અમે અરજ કરી : " યા રસૂલલ્લાહ ! આપના હસવાનું કારણ શું હશે ?" અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "હે અલ્લાહ તઆલાના બંદાઓ ! સાંભળો, અલ્લાહ તઆલા પોતાના ખાસ બંદાના મોઢેથી આ બોલ "રબ્બિગ્ફિર લી" સાંભળીને બહુ જ રાજી થાય છે અને ફરિશ્તાઓને ફરમાવે છે કે, જુઓ, મારા બંદાનેય ખબર છે કે મારા સિવાય ગુનાહોને માફ કરનાર કોઈ નથી."



આ હદીષ આપણને ઘણું ઘણું કહી જાય છે, શીખવી જાય છે. સવારી પર બેસવા પછી સુન્નત તરીકા મુજબ અલ્લાહ તઆલાની તારીફ બયાન ફરમાવો અને એ વાતનો સ્વીકાર કરો કે, આ સવારી માત્ર અલ્લાહ તઆલાની મહેરથી અમને મળી. વળી, અહીંના રાહત-આરામ તો ચંદ રોજના છે. એક દિવસ અહીંથી આખરી કૂચ કરી જવાની છે. ફરી અલ્લાહ તઆલાની હમ્દ અને તેની મોટાઈ બયાન ફરમાવો અને તવહીદનો સ્વીકાર કરતાં કહો કે, હે અલ્લાહ તઆલા ! તારા સિવાય અમારા ગુનાહોને માફ કરનાર કોણ છે ? નિ:શંક, તું જ માફ કરનાર છે...... (બયાને મુસ્તફા સ.અ.વ.)

(૪૨)

## તવબા કરવાની મહાન ફઝીલત

### જે વ્યક્તિ તવબા કરે છે, અલ્લાહ તઆલા એની બખ્શિશ ફરમાવી દે છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.) બયાન કરે છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અલ્લાહ તઆલાના વાસ્તા (માધ્યમ)થી ઈરશાદ ફરમાવ્યો :

"એક બંદાથી કોઈ ગુનાહનું આચરણ થઈ જવા પામ્યું (તે પસ્તાવો કરવા માંડયો) અને તેણે કહ્યું : હે અલ્લાહ ! મારા ગુનાહ માફ ફરમાવી દે."

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "મારા બંદાએ ગુનાહ કર્યો અને તે આ વાત જાણે છે કે એનો એક રબ છે, જે ગુનાહોને માફ કરે છે અને એના વિશે પડપૂછ તથા પકડ પણ કરે છે."

પછી તેણે ફરીવાર ગુનાહ કર્યો (અને પસ્તાવો કરવા માંડયો) અને તેણે કહ્યું : "હે મારા રબ ! મારા ગુનાહને માફ ફરમાવી દે."

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : " મારા બંદાએ ગુનાહ કર્યો અને તેને માલૂમ છે કે એનો એક રબ છે, જે ગુનાહોને માફ કરે છે અને એના વિશે પડપૂછ તથા પકડ પણ કરે છે."

પછી તેણે ફરીવાર ગુનાહ આચર્યો (તે પસ્તાવો કરવા માંડયો) અને તેણે કહ્યું : " હે મારા રબ ! મારા ગુનાહને બખ્શી દે."

અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : " મારા બંદાએ ગુનાહનું આચરણ કર્યું અને તે જાણે છે કે એનો એક રબ છે, જે ગુનાહોને માફ કરે છે અને એના વિશે પડપૂછ તથા પકડ પણ કરે છે. ( આ બંદાની વારંવાર તવબા કરવાની અદા અલ્લાહ તઆલાને પસંદ પડે છે અને અલ્લાહ તઆલા ખુશ થઈને એને કહે છેઃ) જે ચાહો કરો, મેં તમારા ગુનાહ માફ કરી દીધા છે." ('મુસ્લિમ શરીફ' : ૨/૩૦૭)

(૪૩)

## અગણિત ગુનાહોની માફી

اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِیْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَیُّ الْقَیُّوْمُ
وَاَتُوْبُ اِلَیْهِ ط

**ફઝીલત :**

ઉપર દર્શાવેલ ઈસ્તિગફાર વિશે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે જે વ્યક્તિ (રાતે સૂવા માટે) પોતાના બિસ્તર પર આવે અને ત્રણ વાર આ (ઉપર દર્શાવેલા) કલિમાત કહે, તો અલ્લાહ તઆલા એના સઘળા (સગીરહ) ગુનાહ માફ ફરમાવી દેશે, ચાહે તે સમુદ્રના કાંપ જેટલા હોય અથવા આલિજ સ્થળની રેતીના રજકણોના બરાબર હોય અથવા વૃક્ષોનાં પાંદડાંના બરાબર હોય અથવા દુનિયાનાં દિવસ-રાતના બરાબર હોય. ('તિરમિઝી શરીફ')



(૪૪)

## દરિયાના ફીણ બરાબર ગુનાહો પણ માફ થઈ જશે

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

**ફઝીલત :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, ઉપરના કલિમાત પઢનારના ગુનાહો જો દરિયાના ફીણ બરાબર હશે તો પણ માફ કરી દેવામાં આવશે. ('તિરમિઝી શરીફ, 'નસાઈ')

(૪૫)

## જહન્નમથી છુટકારો મળશે

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

**ફઝીલત :**

હઝરત અબુ દરદાઅ્ (રદિ.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે (ઉપરોક્ત કલિમાત) ચાર (૪) વખત પઢનારને અલ્લાહ તઆલા જહન્નમથી છુટકારો આપે છે. ('તબરાની')

(૪૬)

## સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ બખ્શિશની દુઆ કરશે

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ مِنْ شَرِّ مَا خَلَقَ ط

**ફઝીલત :**

ઉપરની દુઆ સવાર–સાંજ ત્રણ–ત્રણ વાર પઢવાથી દરેક આફતથી હિફાઝત રહેશે. આ દુઆ પઢનાર માટે ૭૦ હજાર ફરિશ્તા નક્કી કરી આપવામાં આવે છે, જે તેની બખ્શિશ માટે દુઆ કરે છે.

('તિરમિઝી શરીફ')

(૪૭)

## સમગ્ર મુસલમાનોની સંખ્યા બરાબર સવાબ મળશે

اَللّٰهُمَّ اغْفِرْ لِيْ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ ط

**ફઝીલત :**

હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસ દરરોજ એક વાર (ઉપર દર્શાવેલી દુઆ) પઢશે, તો એને દુનિયામાં વસતા તમામ મુઅમિનો પૈકી દરેક મુઅમિન તરફથી એક-એક નેકી મળશે.

('તબરાની' કૃત "મુઅ્જમે કબીર" ૨૩/૭૦, હદીષ નં. ૮૭૭)

(૪૮)

## મા–બાપનો હક અદા કરવાની દુઆ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ وَرَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ



وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ وَرَبِّ الْعٰلَمِيْنَ وَلَهُ النُّوْرُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ط

**ફઝીલત :**

અલ્લામહ અયની (રહ.)એ શર્હે બુખારીમાં એક હદીષ નકલ ફરમાવી છે કે, જો કોઈ વ્યક્તિ એક વખત આ (ઉપર દર્શાવેલી) દુઆ પઢશે અને પછી દુઆ કરશે કે, હે અલ્લાહ ! આનો સવાબ મારાં વાલિદૈનને પહોંચાડી દે, તો જાણે તેણે પોતાનાં વાલિદૈનનો હક અદા કરી દીધો. (તે દુઆ ઉપર પ્રમાણે છે.)

('ફઝાઈલે સદકાત' : ૨૦૬, 'શમાઈલે કુબ્રા' ઉર્દૂ : ૪/૪૪૮)

(૪૯)

## પઢવા પછી ગુજરી જશે તો જન્નતી છે સય્યિદુલ ઈસ્તિગફાર

اَللّٰهُمَّ اَنْتَ رَبِّيْ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ خَلَقْتَنِيْ وَاَنَا عَبْدُكَ وَاَنَا عَلٰى عَهْدِكَ وَوَعْدِكَ مَا اسْتَطَعْتُ اَعُوْذُ بِكَ مِنْ شَرِّ مَا صَنَعْتُ اَبُوْءُ لَكَ بِنِعْمَتِكَ عَلَيَّ وَاَبُوْءُ بِذَنْبِيْ فَاغْفِرْ لِيْ فَاِنَّهُ لَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ ط

ફઝીલત :

હઝરત રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત છે કે, જે માણસ ઉપરના ઈસ્તિગફારને સવાબનું યકીન રાખીને દિવસે પઢશે અને તે જ દિવસે તેનો ઈન્તિકાલ થઈ જશે, તો તે જન્નતી છે અને જે માણસ ઉપરોક્ત ઈસ્તિગફારને સવાબનું યકીન રાખીને રાતે પઢશે અને સવાર થતાં પહેલાં એની વફાત થઈ જશે તો તે જન્નતી છે. ('બુખારી શરીફ')

(૫૦)

## જન્નતના જે દરવાજેથી ઈચ્છે પ્રવેશી જા

اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ
وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ وَاَنَّ عِيْسٰى
عَبْدُ اللّٰهِ وَرَسُوْلُهٗ وَابْنُ اَمَتِهٖ وَكَلِمَتُهٗ
اَلْقَاهَا اِلٰى مَرْيَمَ وَرُوْحٌ مِّنْهُ وَاَنَّ الْجَنَّةَ
حَقٌّ وَّالنَّارَ حَقٌّ ط

ફઝીલત :

હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે : જે માણસે આ ગવાહી–સાક્ષી આપી કે જે ઉપર દર્શાવેલ દુઆમાં વર્ણવી છે, તો અલ્લાહ તઆલા એને જન્નતના આઠેય દરવાજાઓમાંથી જેમાંથી દાખલ થવાનું ઈચ્છશે એમાંથી દાખલ ફરમાવશે. તે દુઆ ઉપર પ્રમાણે છે. ('હિસ્ને હસીન')

નોટઃ સહીહ માન્યતા ધરાવનાર મુસલમાન જન્નતના જે દરવાજેથી ઈચ્છશે પ્રવેશી શકશે.



(૫૧)

## ફરિશ્તાઓને આ કલિમાતના સવાબનો અંદાજ નથી

اَلْحَمْدُ لِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا مُّبَارَكًا
فِيْهِ كَمَا يُحِبُّ رَبُّنَا وَيَرْضٰى ط

ફઝીલત :

હદીષ શરીફમાં આવ્યું છે કે આ કલિમાત પઢવાનો સવાબ અલ્લાહ પોતે જ આપશે. ફરિશ્તાઓને પણ ખબર નથી કે આ કલિમાત પઢવાનો સવાબ કેટલો લખીએ ? ('તિરમિઝી શરીફ')

(૫૨)

## દુનિયાની ત્રીસ (૩૦) તથા આખિરતની સિત્તેર (૭૦) જરૂરતો પૂરી ફરમાવશે

اَللّٰهُمَّ اكْفِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ
وَاَغْنِنِىْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ ط

ફઝીલત :

હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત છે કે જે માણસ જુમ્આની નમાઝ પછી સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) સો (૧૦૦) વખત અને દુરૂદ શરીફ સો (૧૦૦) વખત અને સિત્તેર (૭૦) વાર ઉપરની દુઆ પઢશે, તો અલ્લાહ તઆલા તે માણસની સો (૧૦૦) જરૂરતો પૂરી કરશે, જેમાંથી ત્રીસ (૩૦) દુનિયાની અને સિત્તેર (૭૦) આખિરતની.(તે દુઆ ઉપર મુજબ છે.) (હદીષ : 'સઆદતે દારૈન' મૌ. અહમદ અશરફ રાંદેરી (રહ.)ની કિતાબ)

(૫૩)

## મોત ફિતરતે સલીમહ ઉપર થશે અને જન્નતમાં જશે

اَللّٰھُمَّ اَسْلَمْتُ نَفْسِیْ اِلَیْکَ وَوَجَّھْتُ وَجْھِیْ اِلَیْکَ وَفَوَّضْتُ اَمْرِیْ اِلَیْکَ وَلَجَئْتُ ظَھْرِیْ اِلَیْکَ رَغْبَةً وَّرَھْبَةً اِلَیْکَ لَا مَلْجَأَ وَلَا مَنْجَأَ مِنْکَ اِلَّا اِلَیْکَ ط اَللّٰھُمَّ اٰمَنْتُ بِکِتَابِکَ الَّذِیْ اَنْزَلْتَ وَنَبِیِّکَ الَّذِیْ اَرْسَلْتَ ط

અર્થ : હે અલ્લાહ ! મેં મારી જાતને તારા હવાલે કરી અને મેં મારા રુખને અને મારી જાતને તારા તરફ એકધ્યાન કર્યા અને મારાં સર્વે કાર્યો તને સોંપ્યાં અને મેં તારો જ આશરો લીધો. મારું વલણ અને મારી આશાઓ પણ તારી ઉપર જ અવલંબિત (મવકૂફ) છે. તારો જ ડર મને લાગતો રહે છે અને તારી પકડ અને તારા અઝાબથી બચવા તારી ઝાત સિવાય કોઇ બચાવની જગ્યા નથી, ન કોઈ છુટકારાનો માર્ગ છે, પરંતુ તારા ગઝબથી બચવા માટે તારી રહમત વગર અને તારી પકડથી બચવા માટે તારી માફી વિના બીજો કોઈ આશરો નથી. હે અલ્લાહ ! હું તારી ઉતારેલ કિતાબ પર અને તેં મોકલેલ નબી ઉપર ઈમાન ધરાવું છું.

**ફઝીલત :**

હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.) બયાન કરે છે કે જનાબ રસૂલે અકરમ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે તમે સૂવાનો ઈરાદો કરો તો નમાઝના જેવું વુઝૂ કરીને પથારી ઉપર જમણા પડખે સૂઈ જાવ અને ફરી આ કલામ પઢવાનું રાખો.



જે માણસ ઉપરનાં કલિમાત પઢી સૂઈ જશે અને પછી કંઇ વાત ન કરશે, તો એવો માણસ જો તે જ રાત્રે મરી જશે, તો તેનું મોત ફિતરતે સલીમહ ઉપર થશે. ('બુખારી શરીફ', 'મુસ્લિમ શરીફ')

તિરમિઝી શરીફની રિવાયત છે કે જો એ માણસ એ જ રાતે મરી જશે તો જન્નતમાં જશે.

(૫૪)

## અતિ ટૂંકા સમય (સરેરાશ પાંચ મિનિટ)માં કિયામત સુધી (૧,૬૮,0000000) એક અબજ અને અડસઠ કરોડ નેકીઓ મેળવવાનો મસ્નૂન અમલ

اَللّٰھُمَّ اِنِّیْ اُقَدِّمُ اِلَیْکَ بَیْنَ یَدَیْ کُلِّ نَفَسٍ وَّلَمْحَةٍ وَّلَحْظَةٍ وَّطَرْفَةٍ یَّطْرِفُ بِھَا اَھْلُ السَّمٰوٰتِ وَاَھْلُ الْاَرْضِ فِیْ کُلِّ شَیْءٍ ھُوَ فِیْ عِلْمِکَ کَائِنٌ اَوْقَدْ کَانَ، اُقَدِّمُ اِلَیْکَ بَیْنَ یَدَیْ ذٰلِکَ کُلِّہٖ ط

**મહાન ફઝીલત :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હઝરત મૂસા ઈબ્ને ઈમરાન (અલૈ.) હઝરત જિબ્રઈલ (અલૈ.)ને મળ્યા. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું : જો કોઈ માણસ આયતુલ કુર્સી આટલી આટલી વાર પઢશે, તો તેને આટલો અજર-સવાબ મળશે. હઝરત મૂસા (અલૈ.) એના પર અમલ કરવાની શક્તિ ધરાવતા ન હતા, જેથી હઝરત મૂસા (અલૈ.)એ

પોતાના પરવરદિગારની બારગાહમાં દુઆ ગુઝારી કે, તે એમને આ (અજર-સવાબ)થી કમઝોર (મહરૂમ) ન કરી દે. પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) બીજી વાર આવ્યા અને હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું : આપનો રબ ફરમાવે છે કે, જે માણસ દરેક ફર્ઝ નમાઝ પછી એકવાર ઉપર પ્રમાણે (દુઆ) પઢે (અને) ત્યાર બાદ "આયતુલ કુર્સી" પઢે, તો રાત-દિવસના ચોવીસ કલાક થાય છે, દરેક કલાકમાં તે માણસ તરફથી મારી પાસે "કિયામત સુધી સાત કરોડ (૭,૦૦,૦૦,૦૦૦) નેકીઓ" આવતી રહેશે અને ફરિશ્તાઓ તે નેકીઓને લખવામાં મશગૂલ રહેશે.

('અલ હાકિમ' સંદર્ભ : 'કન્ઝુલ ઉમ્માલ' : ૨/૧૩૧-૧૩૨, હદીસ ક્રમાંક : ૩૪૬૮)

ઉપરોક્ત દુઆનો અર્થ : હે અલ્લાહ ! હું દરેક શ્વાસ, દરેક ક્ષણ, દરેક પલક અને દરેક એવા સમયમાં કે જેમાં આકાશો અને પૃથ્વીવાસીઓ પોતાની આંખોને એવી ચીજોની મશગૂલીમાં પલકાવે છે કે જે તારા ઈલ્મ અનુસાર અસ્તિત્વમાં આવી ચૂકી છે અથવા ભવિષ્યમાં અસ્તિત્વમાં આવશે, (બલકે) હું તો ઉપરોક્ત ચીજોથી આગળ વધીને તારી સમક્ષ આયતુલ કુર્સીને પેશ કરું છું.

## આયતુલ કુર્સી

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۚ لَا تَاْخُذُهٗ سِنَةٌ
وَّ لَا نَوْمٌ ؕ لَهٗ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ ؕ
مَنْ ذَا الَّذِیْ یَشْفَعُ عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ یَعْلَمُ مَا بَیْنَ



اَیْدِیْهِمْ وَمَا خَلْفَهُمْ ۚ وَلَا یُحِیْطُوْنَ بِشَیْءٍ مِّنْ عِلْمِهٖۤ اِلَّا
بِمَا شَآءَ ۚ وَسِعَ كُرْسِیُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا
یَـُٔوْدُهٗ حِفْظُهُمَا ۚ وَهُوَ الْعَلِیُّ الْعَظِیْمُ ﴿۲۵۵﴾ (البقرۃ۲:۲۵۵)

(૫૫)

## પહાડોના બરાબર અજરો–સવાબ

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّیْطٰنِ الرَّجِیْمِ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

وَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِیْ لَمْ یَتَّخِذْ وَلَدًا وَّلَمْ یَكُنْ لَّهٗ
شَرِیْكٌ فِی الْمُلْكِ وَلَمْ یَكُنْ لَّهٗ وَلِیٌّ مِّنَ الذُّلِّ وَ
كَبِّرْهُ تَكْبِیْرًا ﴿۱۱۱﴾ (بنی اسرائیل۱۷:۱۱۱)

અર્થ : "હું પનાહ ચાહું છું અલ્લાહ તઆલાની મરદૂદ શયતાનથી. શરૂ અલ્લાહના નામથી કે જે બેહદ મહેરબાન અને નિહાયત રહમ કરનાર છે. બધા વખાણ ફક્ત અલ્લાહ તઆલા માટે જ છે, જેણે ન (કોઈને પોતાનો) બેટો બનાવ્યો અને ન બાદશાહતમાં તેનો કોઈ ભાગીદાર છે અને તે કમજોર નથી કે કોઈ તેનો મદદગાર હોય અને (હે લોકો !) તમે તેની ખૂબ જ પાકી બયાન કરો."

('કુર્તુબી' : ૧૦/૩૪૫)

(૫૬)

## વીસ હજાર નેકીઓ અને.....

مَرْحَبًا بِالْقَائِلِيْنَ عَدْلًا
مَرْحَبًا بِالصَّلٰوةِ وَ اَهْلًا

ફઝીલત :

ખતીબ બગદાદીએ રિવાયત કરી છે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો : કોઈ વ્યક્તિ મુઅઝ્ઝિનને અઝાન કહેતા સાંભળે ત્યારે જો આ (ઉપર દર્શાવેલા કલિમાત) પઢશે, તો અલ્લાહ તઆલા એના માટે વીસ હજાર નેકીઓ લખી આપે છે અને એના વીસ હજાર ગુનાહોને મિટાવી દે છે તથા એના વીસ હજાર દરજાત બુલંદ કરી આપે છે (તે કલિમાત ઉપર પ્રમાણે છે).

(અલ્લામહ સુયૂતી રહ. કૃત ''જામિઉલ અહાદીષ'' ભાગ–૭, પેજ–૩૧૩)

مَرْحَبًا بِالْقَائِلِيْنَ عَدْلًا
مَرْحَبًا بِالصَّلٰوةِ اَهْلًا وَّسَهْلًا

ફઝીલત :

કોઈ વ્યક્તિ મુઅઝ્ઝિનને અઝાન કહેતા સાંભળે ત્યારે જો આ (ઉપર દર્શાવેલા કલિમાત) પઢશે, તો અલ્લાહ તઆલા તેના એક કરોડ(૧,૦૦,૦૦,૦૦૦) ગુનાહ માફ કરશે. એક કરોડ નેકીઓ આપશે અને તેના એક કરોડ દરજાત બુલંદ કરશે.

('નુઝહતુલ મજાલિસ' પેજ–૧૧૭, 'મુફીદ દુઆઓંકા ગુલદસ્તા' પેજ ૯૮, પ્રકાશન નંઃ ૩૫૮, દારુલ ઉલૂમ કંથારીઆ)



(૫૭)

## સવાબ બેહિસાબ ઈમાન અને અમલની દુઆ

يَا رَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا اَبَدًا
عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ

('મુફીદ દુઆઓં કા ગુલદસ્તા')

(૫૮)

## એક લાખ નેકીઓ મળશે. ઉપરાંત......

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ تَوَاضَعَ كُلُّ شَىْءٍ لِعَظَمَتِهٖ
وَالْحَمْدُ لِلّٰهِ الَّذِىْ ذَلَّ كُلُّ شَىْءٍ لِعِزَّتِهٖ
وَالْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَخْضَعَ كُلُّ شَىْءٍ لِمُلْكِهٖ۔

ફઝીલત :

હઝરત ઉમ્મે સલમા (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ સવારના સમયે (ઉપર દર્શાવેલી) દુઆ પઢી લેશે, તો તેની રૂહને લીલા (રંગના) પક્ષીઓની શકલ–સૂરતમાં જન્નતમાં આઝાદ છોડી મૂકવામાં આવશે, તે ચાહે ત્યાં (જન્નતમાં મુક્તપણે) વિહરશે (હરી–ફરી શકશે.) ('અદ્દુઆઉલ મસ્નૂન' : ૨૨૪)

(૫૯)

## જનાઝહ નિહાળીને દુઆ પઢવા બદલ કિયામત સુધી દરરોજ ૨૦ (વીસ)નેકીઓ

اَللّٰهُ اَكْبَرُ، صَدَقَ اللّٰهُ هٰذَا مَا وَعَدَ اللّٰهُ
وَرَسُوْلُهٗ، اَللّٰهُمَّ زِدْنَا اِيْمَانًا وَّتَسْلِيْمًا ط

ફઝીલત :

હઝરત અનસ (રદિ.)એ રિવાયત બયાન કરી છે કે, જે માણસ જનાઝહ નિહાળીને (ઉપર દર્શાવેલી) દુઆ પઢશે, તો (આ દુઆ) પઢવાના દિવસથી લઈને કિયામત સુધી દરરોજ એના માટે વીસ (૨૦) નેકીઓ લખાતી રહેશે.

('મૌતકી તૈયારી' : પેજ-૧૦૧, લેખક : હઝ. મવ. પીર ઝુલફકારઅહમદ નકશબંદી સા. મ.ઝિ)

(૬૦)

## અલ્લાહથી અહ્‌દો–પૈમાન

اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ وَالْاَرْضِ، عَالِمَ الْغَيْبِ
وَالشَّهَادَةِ، اِنِّيْ اَعْهَدُ اِلَيْكَ فِيْ هٰذِهِ الْحَيٰوةِ الدُّنْيَا
اَنِّيْ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اَنْتَ، وَحْدَكَ لَا شَرِيْكَ
لَكَ وَاَنَّ مُحَمَّدًا عَبْدُكَ وَرَسُوْلُكَ، فَاِنَّكَ اِنْ
تَكِلْنِيْ اِلٰى نَفْسِيْ تُقَرِّبْنِيْ مِنَ الشَّرِّ وَتُبَاعِدْنِيْ
مِنَ الْخَيْرِ وَاِنِّيْ اِنْ اَثِقُ اِلَّا بِرَحْمَتِكَ، فَاجْعَلْ لِّيْ



عِنْدَكَ عَهْدًا تُوَفِّيْنِيْهِ يَوْمَ الْقِيَامَةِ اِنَّكَ
لَا تُخْلِفُ الْمِيْعَادَ ط

અર્થ : હે અલ્લાહ ! આસમાન તથા જમીનના પરવરદિગાર ! છૂપી અને જાહેરી વાતો જાણવાવાળા ! બેશક, હું તારાથી આ દુનિયાની જિંદગીમાં અહદ કરું છું કે હું (સાચા દિલથી) એના પર ગવાહી આપું છું કે તારા સિવાય કોઈ મા'બૂદ નથી. તું (પોતાની ઝાત અને સિફાતમાં) એકલો છે. તારો કોઈ શરીક નથી અને આ (વાતની ગવાહી આપું છું) કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તારા બંદા અને તારા રસૂલ છે.

(આ અહદ) એટલા માટે (કરું છું) કે બેશક, તેં અગર મને મારા નફ્સે (અમ્મારહ)ના હવાલે કરી દીધો, તો તેં મને શર (બુરાઈ)ના નજદીક કરી દીધો અને ખૈરથી દૂર કરી દીધો (એટલે કે તું આવું ન કરતો), એટલા માટે કે હું તો તારી રહમતના સિવાય બીજી કોઈ ચીજ પર ભરોસો નથી કરતો, એટલા માટે તું મારાથી એવો અહદ કરી લે, જેને તું કિયામતના દિવસે પૂરો કરે (કે તું મને જન્નતમાં દાખલ કરી દેજે). બેશક, તું વચનભંગ કરતો નથી.

ફઝીલત :

હદીષ શરીફમાં આવે છે કે, જે માણસ અલ્લાહથી ઉપરોક્ત અહદ તથા વાયદો કરી લે (અને પછી તેના ઉપર કાયમ રહે) તો અલ્લાહ તઆલા કિયામતના દિવસે પોતાના (મુકર્રબ) ફરિશ્તાઓને ફરમાવશે કે, "મારા આ બંદાએ મારાથી એક વાયદો કરી લીધો છે, તમે તેને પૂરો કરો." અલ્લાહ તઆલા તેને (પોતાના ફઝલો-કરમથી)જન્નતમાં દાખલ કરી દેશે. (હદીષના રિવાયતકર્તા) હઝરત (રહ.) કહે છે કે મેં કાસિમ બિન અબ્દુર્રહમાનને બતાવ્યું કે ઔફે મને એવી એવી (એટલે કે ઉપરોક્ત) હદીષ સંભળાવી છે, તો

એના પર હઝરત કાસિમે ફરમાવ્યું : (એમાં તઅજ્જુબની શું વાત છે?) અમારા ઘરમાં તો દરેક પર્દાવાળી (બાલિગ) છોકરી પોતાના પર્દામાં (ઘરમાં) આ દુઆને પઢયા કરે છે. ('હિસ્ને હસીન')

(૬૧)

## ઈમાને મુફસ્સલ

اٰمَنْتُ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ وَالْيَوْمِ الْاٰخِرِ، وَالْقَدْرِ خَيْرِهٖ وَشَرِّهٖ مِنَ اللّٰهِ تَعَالٰى، وَالْبَعْثِ بَعْدَ الْمَوْتِ ط

આમન્તુ બિલ્લાહિ વ મલાઈ-કતિહી વ કુતુબિહી વ રુસુલિહી
વલ્ યવ્મિલ્ આખિરિ વલ્ કદ્રિ ખયરિહી વ શર્રિહી
મિનલ્લાહિ તઆલા વલ્બઅ્ષિ બઅ્દલ્ મવ્તિ.

(૧) હું અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યો.
(૨) હું અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ પર ઈમાન લાવ્યો.
(૩) હું અલ્લાહ તઆલાની કિતાબો પર ઈમાન લાવ્યો.
(૪) હું અલ્લાહ તઆલાના પયગમ્બરો પર ઈમાન લાવ્યો.
(૫) અને કિયામતના દિવસ પર ઈમાન લાવું છું.
(૬) અને સારું તથા બુરું જે કાંઈ બને છે તે બધું અલ્લાહ તઆલા તરફથી જ બને છે, એ વાત પર હું ઈમાન લાવું છું.
(૭) મૃત્યુ પછી કિયામતના દિવસે હિસાબ-કિતાબ આપવા પર અને તેનો બદલો આપવા માટે ફરી સજીવન થવા પર હું ઈમાન લાવું છું.

ફઝીલત :

મજકૂર સંપૂર્ણ સાતેય ઈમાનિય્યાત પર ઈમાન ધરાવવું જરૂરી છે. આ સાત ઈમાની બાબતો પૈકી જો કોઈ એક બાબતનો પણ



ઈનકાર કરશે તો તે વ્યક્તિ મુઅમિન લેખાશે નહિ, બલકે કાફિર જ લેખાશે અને જે વ્યક્તિ આ સાત ઈમાની બાબતોને યકીનની સાથે દિલથી માનશે અને પછી તેનું મૃત્યુ થશે તો ઈન્શાઅલ્લાહ તે જન્નતી છે. ('આખિરતનો તોહફો')

(૬૨)

## એક હજાર દિવસ સુધી સવાબ રળી (મેળવી) આપનાર દુરૂદ શરીફ

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا مَّا هُوَ اَهْلُهٗ ط

ફઝીલત :

જે માણસ આ દુરૂદ શરીફને એક વખત પણ પઢશે, તો સિત્તેર (૭૦) ફરિશ્તાઓ એક હજાર (૧,૦૦૦) દિવસ સુધી તે માણસના નામ-એ-આ'માલમાં સવાબ લખતાં લખતાં થાકી જશે. ('ફઝાઈલે આ'માલ')

(૬૩)

## અઝાન પછી પઢવાથી શફાઅત વાજિબ થઈ જશે

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ وَاَعْطِهِ الْوَسِيْلَةَ وَالشَّفَاعَةَ يَوْمَ الْقِيٰمَةِ ط

ફઝીલત :

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ મુઅઝ્ઝિનની અઝાન પછી આ દુરૂદ શરીફ પઢશે, તો એના માટે મારી શફાઅત વાજિબ થઈ જાય છે.

('ઈબ્નુસ્સુન્ની', 'અલ્ કવ્લુલ્ બદીઅ્' : ૧૮૦)

(૬૪)

## શફાઅત તથા હુસ્ને ખાતિમહની બશારત

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيٰمَةِ ط

ફઝીલત :

હુઝૂર રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈરશાદ મુજબ આ દુરૂદ શરીફ પઢનારા માટે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત વાજિબ થશે, જેમાં એના "હુસ્ને ખાતિમહ"ની બશારત છે. ('ઝરીઅતુલ વુસૂલ'....૧૨૭)

(૬૫)

## મહાન ફઝીલત

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ فِى الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ وَفِى الْمَلَاِ الْاَعْلٰٓى اِلٰى يَوْمِ الدِّيْنِ ط



ફઝીલત :

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જો બધા જ સમંદર રોશનાઈ (શાહી) બની જાય અને બધાં જ વૃક્ષો કલમ બની જાય અને સઘળા ફરિશ્તા લખનારા (લહિયા) બની જાય, તો (સમગ્ર) રોશનાઈ ખતમ થઈ જાય અને (બધી જ) કલમો તૂટી જાય, તો પણ આ દુરૂદ શરીફના સવાબને આંબી કે પહોંચી શકશે નહિ (આ દુરૂદનો હકીકી સવાબ તો અલ્લાહ તઆલા જ લખી શકશે—અર્પણ કરશે). ('નુઝ્હતુલ્ મજાલિસ' : ભાગ- ૨, પેજ—૨૦૯)

(૬૬)

## અર્શે અઝીમ બરાબર સવાબ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ مِّلْاَ السَّمٰوٰتِ وَمِلْاَ الْاَرْضِ وَمِلْاَ الْعَرْشِ الْعَظِيْمِ ط

ફઝીલત :

આ દુરૂદ શરીફ પઢનારને આકાશ અને જમીન ભરીને તથા અર્શે અઝીમની બરાબર સવાબ મળે છે. ('ઝરીઅતુલ્ વુસૂલ'...૧૮૨)

(૬૭)

## સમગ્ર મખ્લૂકના બરાબર સવાબ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ النَّبِىِّ عَدَدَ مَنْ صَلّٰى عَلَيْهِ

مِنْ خَلْقِکَ وَصَلِّ عَلٰی مُحَمَّدِ ِالنَّبِیِّ کَمَا یَنْبَغِیْ لَنَا اَنْ نُّصَلِّیَ عَلَیْهِ وَصَلِّ عَلٰی مُحَمَّدِ ِالنَّبِیِّ کَمَا اَمَرْتَنَا اَنْ نُّصَلِّیَ عَلَیْهِ ط

ફઝીલત :

જે માણસ ઉપરના દુરૂદ શરીફને દરરોજ સવારે દસ (૧૦) વખત પઢશે, તો તે માણસ તેના કારણે તમામે તમામ મખ્લૂકના આ'માલના જેટલો સવાબ હાસિલ કરે છે. ('દુર્રે મન્સૂર')

(૬૮)

## મોટા ત્રાજવામાં તોલાતું દુરૂદ

اَللّٰھُمَّ اجْعَلْ صَلٰوتِکَ وَبَرَکَاتِکَ عَلٰی مُحَمَّدِ ِالنَّبِیِّ وَاَزْوَاجِهٖ اُمَّھَاتِ الْمُؤْمِنِیْنَ وَذُرِّیَّتِهٖ وَاَھْلِ بَیْتِهٖ کَمَا صَلَّیْتَ عَلٰٓی اٰلِ اِبْرَاھِیْمَ اِنَّکَ حَمِیْدٌ مَّجِیْدٌ ط

ફઝીલત :

હઝરત અલી (રદિ.)ની રિવાયતમાં છે કે, જે માણસ એવું ચાહે કે અમારા અહલે બૈત પર દુરૂદ મોકલે અને એવું દુરૂદ કોઇ મોટા ત્રાજવા કે માપણામાં તોલવામાં આવે, તો તે આ દુરૂદ પઢે.

('અલ્ કવ્લુલ બદીઅ્'....૪૩)



(૬૯)

## જન્નતી પક્ષીની દુઆએ મગફિરતનો અજીબ નુસખો

اَلْحَمْدُ لِلّٰهِ عَلٰی کُلِّ حَالٍ ط وَصَلَّی اللّٰهُ عَلَیْهِ مُحَمَّدٍ وَّعَلٰی اَھْلِ بَیْتِهٖ ط

ફઝીલત :

જે માણસ છીંક આવવા પર આ દુરૂદ પઢશે તો અલ્લાહ તઆલા તરફથી એક પક્ષી પેદા થશે, જે અર્શની નીચે (પોતાની પાંખો) ફફડાવતું રહેશે અને અરજ કરશે કે (હે અલ્લાહ!) આ દુરૂદ શરીફ પઢનારને બખ્શી દે. ('ઝરીઅતુલ્ વુસૂલ'.....૫૮)

(૭૦)

## જન્નતની ફળફળાદિ

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ عَبْدِکَ وَعَلٰٓی اٰلِ مُحَمَّدٍ وَّبَارِکْ وَسَلِّمْ ط

ફઝીલત :

જે માણસ દરરોજ આ દુરૂદ શરીફ પઢવાની પાબંદી કરશે, તો એને જન્નતમાં ખાસ ફળ અને મેવા ખાવા મળશે.

('ઝરીઅતુલ્ વુસૂલ'.....૧૭૩)

(૭૧)

## જન્નતની નેઅમતો

જન્નતમાં એક દાડમ ઊંટ જેવું મોટું હશે. ('ઇબ્ને કસીર' : ૪/૨૭૯)

જ્યારે જન્નતનું ફળ તોડવામાં આવશે, તો અલ્લાહ તઆલા એની જગ્યાએ એનાથી ડબલ મોટું બીજું ફળ લગાવી દેશે. ('મઝહરી' : ૯/૧૭૨)

સૌથી અફઝલ જન્નતી દિવસમાં બે વાર અલ્લાહ તઆલાની ઝિયારત કરી શકશે. ('કિતાબુિઝ ઝવાજિર' : ૨/૪૩૯, સંદર્ભ : ઇબ્નુ અબિદુન્યા)

જન્નતમાં ઊંટો જેવાં પક્ષીઓ હશે. ('મઝહરી' : ૯/૧૬૯)

સિત્તેર હજાર પાંખોવાળું એક પક્ષી જન્નતીના પ્યાલામાં ગબડી પડશે. તેની દરેક પાંખમાંથી (ખાવા માટે) એવો રંગ નીકળશે, જે બરફથી વધુ સફેદ, માખણથી વધુ નરમ અને મધથી વધુ મીઠો હશે. ('મઝહરી' : ૯/૧૬૯)

જન્નતમાં એક ચાબુક-કોરડા જેટલી જગ્યા સમગ્ર દુનિયાથી બેહતર છે. ('બુખારી શરીફ')

જન્નતમાં અદના જન્નતીને એક હજાર વર્ષના અંતર જેટલો એરિયો (જગ્યા) અર્પણ કરાશે. ('કિતાબુઝ ઝવાજિર' : ૨/૪૨૭)

...એક અનુમાન અનુસાર આ અદના જન્નતીને એકાણું લાખ, પચ્ચીસ હજાર કિલોમીટર જેટલો વિસ્તાર (ભૂમિ) અર્પણ કરાશે. અદના જન્નતીનો દરજ્જો આ હશે કે તેના સિરાણે દસ હજાર ખાદિમ તહેનાત રહેશે. ('મઝહરી' : ૯/૧૫૯, 'ઝવાજિર' : ૨/૪૨૮)

જન્નતમાં સો (૧૦૦) દરજ્જા છે. પ્રત્યેક બે દરજ્જાઓની દરમિયાન પૃથ્વી અને આકાશ જેટલું અંતર છે. ('બુખારી શરીફ')

(સંદર્ભ : અલ્લાહકી નેઅમતોંકી હયરત અંગેઝ બારિશ : ૧૦૭-૮-૧૧)



(૭૨)

## મોટો જામે કવષર મળશે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِهٖ وَاَصْحَابِهٖ
وَاَوْلَادِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيّٰتِهٖ وَاَهْلِ بَيْتِهٖ
وَاَصْهَارِهٖ وَاَنْصَارِهٖ وَاَشْيَاعِهٖ وَمُحِبِّيْهٖ وَاُمَّتِهٖ
وَعَلَيْنَا مَعَهُمْ اَجْمَعِيْنَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ط

ફઝીલત :

જે માણસ રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હૌઝે કવષરથી મોટા માપણા વડે (વિપુલ માત્રામાં કે પુષ્કળ પ્રમાણમાં) પાણી પીવા ચાહતો હોય તો એણે આ દુરૂદ શરીફ પઢતા રહેવું જોઇએ. ('ઝરીઅતુલ્ વુસૂલ'.....૯૭)

(૭૩)

## એંસી (૮૦) વરસના ગુનાહ માફ, એંસી (૮૦) વરસની ઈબાદતનો સવાબ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ الْاُمِّيِّ
وَعَلٰۤى اٰلِهٖ وَسَلِّمْ تَسْلِيْمًا ط

**ફઝીલત :**

જે માણસ જુમ્આના દિવસે અસરની નમાઝ પઢી લીધા બાદ પોતાની જગ્યાએથી ઊભો થવા પહેલાં આ મુબારક દુરૂદ શરીફને એંસી (૮૦) વખત પઢશે, તો અલ્લાહ તઆલા તેના એંસી (૮૦) વરસના ગુનાહ માફ કરી દેશે તથા તેને એંસી (૮૦) વરસની ઈબાદતનો સવાબ મળશે. ('ફઝાઈલે આ'માલ')

(૭૪)

## ચાંદ સમાન મુખડું થશે

اَللّٰهُمَّ صَلِّ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ
صَلٰوتِكَ شَيْءٌ وَّبَارِكْ عَلَى النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى
لَا يَبْقٰى مِنْ بَرَكَاتِكَ شَيْءٌ وَّارْحَمِ النَّبِيَّ
حَتّٰى لَا يَبْقٰى مِنْ رَّحْمَتِكَ شَيْءٌ وَّسَلِّمْ عَلَى
النَّبِيِّ مُحَمَّدٍ حَتّٰى لَا يَبْقٰى مِنْ سَلَامِكَ شَيْءٌ ط

**ફઝીલત :**

હુઝૂર નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈરશાદ અનુસાર આ દુરૂદ શરીફને પઢનાર વ્યક્તિનો ચહેરો પુલસિરાતથી પસાર થતી વખતે ચાંદથી વધુ ચમકદાર હશે.

('ઝરીઅતુલ્ વુસૂલ'.....૧૮૫)



(૭૫)

## બેહતરીન હમ્દ અને અતિ અફઝલ દુરૂદ

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كَمَا اَنْتَ اَهْلُهٗ فَصَلِّ عَلٰى
مُحَمَّدٍ كَمَا اَنْتَ اَهْلُهٗ وَافْعَلْ بِنَا مَا اَنْتَ
اَهْلُهٗ فَاِنَّكَ اَهْلُ التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ ط

**ફઝીલત :**

અલ્લામહ મૂસલી (રહ.)એ બયાન કર્યું છે કે, જે માણસ અલ્લાહ તઆલાની બેહતરીન હમ્દ કરવા ચાહે અને અફઝલતરીન દુરૂદ પઢવા ચાહે તો તે આ હમ્દો-સલાત પઢે. ('અબૂ દાવૂદ શરીફ')

(૭૬)

## દરરોજ પઢવાનું દુરૂદ શરીફ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ سَيِّدِنَا
مُحَمَّدٍ صَلَاةً تَكُوْنُ لَكَ رِضًى وَّلِحَقِّهٖ اَدَاءً ط

**ફઝીલત :**

જે કોઈ આ દુરૂદ શરીફને દરરોજ તેત્રીસ વખત પઢશે, તો તેની કબર અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર એક બારીથી જોડાઈ જશે. ('ઝાદુલ મુત્તકીન')

(૭૭)

## એવું દુરૂદ જે કબ્રને દુલ્હન અને કબ્રવાળાને દુલ્હો બનાવે

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَدَدَ مَنْ صَلّٰى عَلَيْهِ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَدَدَ مَنْ لَّمْ يُصَلِّ عَلَيْهِ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا تَنْبَغِيْ اَنْ يُّصَلّٰى عَلَيْهِ ط

**ફઝીલત :**

ઈમામ શાફિઈ (રહ.)ના ઈન્તિકાલ પછી એમના એક શાગિર્દ ઈબ્ને હકમે ઈમામ શાફિઈને ખ્વાબમાં જોયા તો પૂછયું : આપની સાથે શું મામલો પેશ આવ્યો ? ફરમાવ્યું : અલ્લાહે મારી કબરને એ રીતે સજાવી જેવી રીતે કે દુલ્હનને સજાવવામાં આવે છે અને મારા પર એ રીતે નેઅમતો નિછાવર કરી જે રીતે દુલ્હા પર કરવામાં આવે છે. મેં પૂછયું : કેમ ? આપે ફરમાવ્યું : એક દુરૂદ મેં પઢયું હતું તો અલ્લાહ તઆલાને એ દુરૂદ ખૂબ જ પસંદ પડયું અને ફરમાવ્યું : જે કોઈ આ દુરૂદ પઢશે એની કબર સાથે પણ એ જ વર્તાવ કરીશ, જે તારી કબર સાથે કર્યો.

('સઆદતે દારૈન')



(૭૮)

## બધાં જ દુરૂદ શરીફો કરતાં સર્વશ્રેષ્ઠ દુરૂદ શરીફ દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط

**ફઝીલત :**

આ દુરૂદ શરીફનું નામ ''દુરૂદે ઈબ્રાહીમ'' છે અને બધાં દુરૂદ શરીફો કરતાં આ દુરૂદ શરીફ સર્વશ્રેષ્ઠ છે. દરેક બુઝુર્ગે આ દુરૂદ શરીફ સર્વશ્રેષ્ઠ હોવાની ભલામણ કરી છે. અલ્લાહના નેક બંદાઓએ પોતાની કિતાબોમાં આ દુરૂદ શરીફની ઘણી જ તાકીદ કરેલી છે. નમાઝના કા'દહમાં પણ આ દુરૂદ શરીફ પઢવામાં આવે છે.

('ફઝાઈલે દુરૂદ', 'ફઝાઈલે આ'માલ')

(૭૯)

## અઝીમ હમ્દ, અઝીમ દુરૂદ, અઝીમ દુઆ

(۱) اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كَمَا اَنْتَ اَهْلُهٗ،
(۲) فَصَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا اَنْتَ اَهْلُهٗ،
(۳) وَافْعَلْ بِنَا مَا اَنْتَ اَهْلُهٗ،
(۴) فَاِنَّكَ اَهْلُ التَّقْوٰى وَاَهْلُ الْمَغْفِرَةِ (مؤمن کا ہتھیار)

ફઝીલત :

જે માણસ ઈચ્છે કે હું અલ્લાહ તઆલાની એવી તારીફ કરું, જે સૌથી બેહતર હોય અને જે માણસ ઈચ્છે કે હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર એવુ દુરૂદ મોકલું, જે સૌથી અફઝલ હોય અને જે માણસ ઈચ્છે કે તે અલ્લાહ તઆલા થી એવી દુઆ માંગે જે સૌથી સારી હોય, તો તે માણસ આ ચાર વાક્યો સવાર-સાંજ એક વખત પઢી લે. (મોમિનકા હથિયાર)

(૮૦)

## ૧૧,૦૦૦ દુરૂદ શરીફ પઢવા બરાબર સવાબ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰۤى اٰلِهٖ صَلٰوةً
اَنْتَ لَهَا اَهْلٌ وَّهُوَ لَهَا اَهْلٌ



ફઝીલત :

અલ્લામહ સુયૂતી (રહ.) ફરમાવે છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે જે કોઈ માણસ આ દુરૂદ શરીફ એક વખત પઢશે, તો એને ૧૧,૦૦૦ દુરૂદ શરીફ પઢવા બરાબર સવાબ મળશે. (મનાસિરુલ હસનાત)

(૮૧)

## મસ્જિદમાં ખુશબૂની ધૂણી દેવાથી સો (૧૦૦) શહીદોનો સવાબ

મસ્જિદમાં લોબાન, ઊદ વગેરેની ધૂણી દેવી અને અગરબત્તીઓ સળગાવવી સુન્નત છે. સહાબ-એ-કિરામ (રદિ.)નો હંમેશા આ જ દસ્તૂર રહ્યો છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું છે :

"પોતાની મસ્જિદોથી બાળકો અને પાગલોને દૂર–અલગ રાખો, પોતાની મસ્જિદોને ખરીદ–વેચાણ અને શોરબકોર તથા ઘોંઘાટથી પાક રાખો, સજા દેવા અને તલવાર ખેંચવાથી પણ પાક રાખો અને મસ્જિદોના દરવાજે વુઝૂખાના ન બનાવો તથા એમને દર જુમ્અહના દિવસે ખુશબૂની ધૂણી દેતા રહો." ('ઇબ્ને માજહ')

આ લાંબી હદીષમાં નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ અનેક અહકામ પૈકી એક આ પણ હુકમ ફરમાવ્યો છે કે, જુમ્અહના દિવસે મસાજિદને ખુશબૂની ધૂણી દેતા રહો, જેમ કે ઇબ્ને શયબહએ હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી નકલ કર્યુ છે કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) દર જુમ્અહના દિવસે મસ્જિદને ધૂણી દેતા હતા.

અફસોસ કે આજે આ સુન્નત સદંતર છૂટી જવા પામી છે. મસાજિદમાં લોકો જાતજાતનાં મકરૂહ તકલ્લુફાત, આડંબર અને દેખાડા કરે છે, પરંતુ આ સુન્નતની તરફ ધ્યાન દેતા નથી. આજે આ સુન્નત બિલકુલ મરી ચૂકી છે. જે માણસ આ મૃત સુન્નતને જીવંત કરશે, તો લોકો જ્યાં સુધી એના પર અમલ કરતા રહેશે, ત્યાં સુધી એને સવાબ મળતો રહેશે, કારણ કે હદીષ શરીફમાં છે :

"અન અબી હુરયૂરતિન્ કા–લ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મન તમસ્સ-ક બિ–સુન્નતી ઈન્દ ફસાદિ ઉમ્મતી ફ–લહૂ અજરુ મિઅતિ શહીદિન."

અર્થ : હઝરત અબૂ હુરયરહ(રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ મારી ઉમ્મતના બગાડના વખતે મારી સુન્નત પર અમલ કરતો રહેશે તો એને સો (૧૦૦) શહીદોનો સવાબ મળશે. ('મિશ્કાત શરીફ')

જરૂરી નમ્ર વિનંતી :

મારા ભાઈઓ ! બને એટલું આ અમલ ઉપર અમલ કરીને ૧૦૦ શહીદોનો સવાબ કમાવવાની ભરપૂર કોશિશ કરો.

(૮૨)

## અલ્લાહને પસંદિત (ખુશ કરનાર) અમલ

અલ્લાહ તઆલાની નજીક સૌ આ'માલમાં તે અમલ બહુ પસંદિત છે, જે હંમેશા કરાતો હોય, ભલે થોડો હોય.

(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)



(૮૩)

## : અંતમાં :

كُلُّ نَفْسٍ ذَآئِقَةُ الْمَوْتِ ۖ وَإِنَّمَا تُوَفَّوْنَ أُجُورَكُمْ يَوْمَ الْقِيٰمَةِ ۖ فَمَنْ زُحْزِحَ عَنِ النَّارِ وَأُدْخِلَ الْجَنَّةَ فَقَدْ فَازَ ۖ وَمَا الْحَيٰوةُ الدُّنْيَآ إِلَّا مَتَاعُ الْغُرُورِ ﴿١٨٥﴾ (آل عمران ٣:١٨٥)

અર્થ : દરેક જીવને મૌતની મજા ચાખવાની છે અને કિયામતના દિવસે તમને તમારા આ'માલનો સંપૂર્ણ બદલો આપવામાં આવશે. પછી જે કોઈ (તે દિવસે) દોઝખથી દૂર રખાયો અને જન્નતમાં દાખલ કરાયો, તો તે કામિયાબ જ થઈ ગયો અને આ દુનિયાનું જીવન તો ધોકાની પૂંજી સિવાય કંઈ જ નથી.

('સૂરએ આલિ ઈમરાન' : ૧૮૫)

## અશ્આર

દારે ફાનીકી સજાવટ પર ન જા,
નેકિયોંસે અપના અસ્લી ઘર સજા,
ફિર વહાં બસ ચૈનકી બંસી બજા,
ઈન્નહુ કદ ફાઝ ફૌઝન મન નજા.

يَا رَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا اَبَدًا
عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ